# કેકારવની પૂરવણી

કર્તા-કલાપી

લાઠીના સ્વ૦ ઠાકોર સાહેબ

સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ


પ્રકાશક

રમણીક કીશનલાલ મ્હેતા

વિ સ ૧૯૭૯ ઈ સ ૧૯૨૩

કીંમત આઠ આના

# સ્વ૦ કલાપીને શ્રદ્ધાંજલિ



૧

જોયો તને પ્રથમ મે તુજ કાવ્ય માહે–
    દર્દેદિલી ભર તને પરખી લીધો મે
જોયો પરંતુ તુજ રાજવી દેહ માહે,
    ત્યારે દીઠો વદનની ઝલકે તને મે !

૨

જે ભાવ તુજ નયનો થકી નિઝર્યા તે–
    આંસુ રૂપે ન નિરખેલ કદી ય ચ્હેરે :
ત્યાં તો દીઠી અજબ કં સુરખી ખીલેલી–
    ને ત્યાં જ તુજ કવિતા કંઇ મે ઝીલેલી !

૩

ગ્રંથે ન, તે કવિતણા વદને રસાત્મા–
આરાધતો મુજ સદા ય અધીન આત્મા !
તારૂં હતું જીવિત માત્ર જ એક કાવ્ય–
તે દૃશ્યને ક્યમ ગણું કદિ કોદિ શ્રાવ્ય ?

૪

મારે ન દર્દ દિલનું તુજશું વહેતુ
ત્હો યે ગમે કરૂણતા મુજને ય એ શું ?
પ્રાઢાનુરાગી હું તુ તો પ્રથમાનુરાગી !
પ્રર્યાપ્તિસાધક હું તે ધરી પ્રેમપ્રાપ્તિ !

૫

કેકા પ્રફુલ્લ હૃદયે કૂજી તે તથાપિ,
નૃત્યે કર્યું પ્રિયતમાશરણે કદાપિ,
સાર્યાં ય અશ્રુદિલંહાલપનાં, વિલાપી !
દેજો પ્રભુ અમરશાતિ તને કલાપી !

લલિત

# અર્પણ



સદ્‌ગત સાક્ષર શ્રી કાન્તના
અમર તત્વને !

સ્વ૦ કલાપીના જીવનના ત્હમે સખા હતા ત્હેમની કાવ્યકલાની તેમ જ જીંદગીની જાહોજલાલી ત્હમે જોઈ હતી. ત્હેમના અવસાન પછી ત્હમે ત્હેમનુ બંધુકૃત્ય કીધુ એવું કોઇક જ ગુજરાતી સાક્ષરે કર્યાનું ઇતિહાસ કહે છે કલાપીના કાવ્યોના પ્રકાશક ત્હમે છો, મ્હારા જેવા તો અલ્પાંશે અભ્યાસી જ છે ત્હમારા એ બંધુકૃત્યથી આકર્ષાઇ એ વિરલ સેવાના સ્મરણમા આ સંગ્રહ ત્હમારે ચરણે ધરૂ છુ

રમણીક કીશનલાલ મ્હેતા



# પ્રસ્તાવના



કલાપીના કેકારવના સંગ્રહણકાલે સંગ્રહાતાં રહી ગયેલાં કેટલાક કાવ્યો આ ન્હાનકડા સંગ્રહમાં છે ગુજરાતે કેકારવને સદ્‌ભાવથી વધાવી લીધો છે, અને પોતાની ચિરંજીવ કાવ્યમાલામાં સ્થાપેલો છે કલાપીને વિશે વિશેષ જાણવા ગુજરાત ઉત્સુક છે, અને આ કાવ્યોની પ્રસિદ્ધિથી સાહિત્યરસિકોની એ તૃષા છીપશે નહીં, બલ્કે વધશે. કલાપીનો પત્રવ્યવહાર સંસ્કારી, રસમય અને વિશાલ હતો એમના અન્તરના અનેક ઉભરા એમાં ઉછળતા, ને કાવ્યોમાં યે ન સમાતા એમના ઉરભાવ ત્યહાં પ્રગટ થતા એ આખું યે સાહિત્ય હજી અપ્રસિદ્ધ જ છે કલાપીના દેવ થયે પણ લગભગ પચ્ચીશી વીતવા આવી પ્રસિદ્ધ કરવા યોગ્ય જે જે હજી અપ્રસિદ્ધ હોય તે પ્રસિદ્ધ કરવા ।। હવે પછી યે કેટલોક વિલમ્બ થશે ? કલાપીના જીવનપ્રસંગોનો તેમ જ કાવ્યોનો અર્થનો અનર્થ કેટલીક વેળા થાય છે તે યે કદાચ એથી સુધરશે.

કલાપી જે યુગમા થયા તે સાહિત્યયુગ કીયો, અને કેવો હતો ?

ઈ સ ૧૮૮૭ મા ગોવર્ધનરામભાઈના સરસ્વતીચન્દ્રનો પ્રથમ ભાગ છપાયો મણિશંકરનો કાવ્યસંગ્રહ પૂર્વાલાપ–તો હમણા જ છેક ૧૯૨૩ મા પ્રસિદ્ધ થયો, પણ ત્હેમાના અને ત્હેમના સર્વોત્તમ કાવ્યો વસન્તવિજય, ચક્રવાકમિથુન, મ્હારી કીશ્તી, ખડ શિખરિણી એ સમયે માસિકોમા પ્રગટ થયા હતા નરસિંહરાવની કુસુમમાળા એ અરસામા જ છપાઈ, અને હૃદયવીણા ૧૮૯૬ મા છપાઇ ઈ સ ૧૮૯૧ મા રમણભાઇએ જ્ઞાનસુધાનુ તંત્રીપદ લીધુ, અને ૧૯૦૧ સૂધીમા તો ભદ્રંભદ્રનો ને કવિતા અને સાહિત્યનો મ્હોટો ભાગ, તથા હાસ્યમન્દિરમાનો કેટલોક ભાગ એ જ્ઞાનસુધામા પ્રસિદ્ધ થયા રમણભાઇના તેમ જ જ્ઞાનસુધાના સાહિત્યવિકાસનો એ પરમ દશક હતો ૧૮૯૨ થી કલાપીએ પણ પોતાની કેકાવલિ ખોલી એ પૂર્વે દશકેક અગાઉ મણિલાલ નભૂભાઈ અને હરિ હર્ષદ ધ્રુવ આપણા સાહિત્યમન્દિરમા પધાર્યા હતા વીસમી સદીનો મ્હો ફાટતામા તો એ સાહિત્યઉપાસકોની જાહોજલાલી અસ્ત પામી ગઈ. નવા શતકનો દિવસ ઉગ્યા પછી યે એ સાહિત્યમંડળમાથી જે તપતા રહ્યા તે વદના ચન્દ્રમાની પેઠમ, નિસ્તેજ ને અસ્તાચળે ઢળેલા જેવા રહ્યા, અથવા તો પાછલી તિથિઓના ઉગેલા પૂર્વાકાશે હતા તે, દિવસ ચ્હડતો ગયો તેમ તેમ એ નવયુગના તેજમા વધારે ને વધારે ફિક્કા પડતા ગયા

ઇ સ ૧૯૦૦ ની સાલમા કલાપી દેવ થયા, ૧૯૦૧ ની સાલમા ગોવર્ધનરામભાઇએ સરસ્વતીચન્દ્રનો ચોથો ભાગ પ્રસિદ્ધ કરી એ મહાગ્રન્થની પૂર્ણાહુતિ કીધી ગુર્જર સાહિત્યના ઈતિહાસમાની ઉજ્જ્વળ એ ઓગણીસમી સદીની છેલ્લી પદરવર્ષી એ ગોવર્ધનયુગ, એ સરસ્વતીચન્દ્રના સાહિત્યસામ્રાજ્યનો સમય

એ ગોવર્ધનયુગમા નરસિંહરાવના બે સારા કાવ્ય સગ્રહ છપાયા, કાન્તના ઉત્તમોત્તમ કાવ્યો રચાયા, રમણભાઈના સાહિત્યજીવનનો પચમ દશક તપી ગયો, મણિલાલ નભૂભાઈ અને હરિ હર્ષદ ધ્રુવના જીવનનો એ ઉતરતો બપ્પોર હતો, શીત્તેર વર્ષના વૃદ્ધ દલપતરામ એમનો યુગ આથમ્યે વાનપ્રસ્થ જેવા થઈને સસાર કવિતામાથી ઉપરામ પામી ધર્મકવિતાનો સાપ્રદાયિક મહાગ્રન્થ ગૂથતા હતા, કલાપીનુયે કાવ્યજીવન એ યુગમા ઉગ્યુ ને અસ્ત પામ્યું

એ સમયમા ગુર્જરપ્રિય બે ચિરજીવ ગ્રન્થો આપણુને મળ્યા સરસ્વતીચન્દ્ર અને કેકારવ સરસ્વતીચન્દ્ર એટલે ગોવર્ધનભાઈના અનુભવ–અન્વેષણની મીમાસા કેકારવ એટલે કલાપોના અન્તરોદ્‌ગારોની ગીતાવલિ બન્નેયે જીવનમાથી જન્મ્યા, હૈયામાથી ઉછળી આવ્યા એ દશકની ગુજરાતની નૈસર્ગિક પ્રતિભાના એ બે સાહિત્યસન્તાનો. તે સમયે સરકારી મહાવિદ્યાલયોના ઉપલા વર્ગોમા શિખવાતી પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીમાના અમૂક પદ્ધતિના કાવ્યોના સફળ અનુકરણોનો સગ્રહ એટલે કુસુમમાળા હૃદયવીણા-

માના કેટલાક લાંબા કાવ્યો એટલે મણિશંકરના અનનુકરણીય વસન્તવિજયના નિષ્ફળ અનુકરણો, નુપૂરઝંકાર એટલે તો કુસુમમાળાના અને હૃદયવીણાના ચે પડઘા સ્મરણસંહિતા એટલે ટેનિસનના ઇનમેમોરિયમની સામાન્ય પ્રતિની પ્રતિકૃતિ જગુજ્યોતિ એટલે સર એડવિન આર્નોલ્ડના લાઇટ ઓફ એશિયા—બુદ્ધચરિતના સરસ ભાષાન્તરના પગરણ ઇંગ્રેજી કવિઓમા ચે સર્વશ્રેષ્ઠ તો શેક્ષપિયર અને મિલ્ટન એ ઇંગ્રેજી મહાકવિઓના મહાકાવ્યોને તો નરસિંહરાવ હજી અનુકરણની કે ભાષાન્તરની આગળી પણ અડકાડી શકયા નથી શેલીનું ચે સર્વોત્તમ કાવ્ય તો પ્રોમીથિયસ અનબાઉન્ડ શેલીના એ ભાવપ્રવાહ કે કલ્પનાપૂર કે રસભરતી અનુવાદની ચે કોઇ કૃતિમા નરસિંહરાવ હજી તો ઝીલી શકયા નથી સરસ્વતીચન્દ્ર અને કેકારવ એટલે એ યુગની ગુજરાતી કાવ્યપ્રતિભાના વરસતા સ્વયંભૂ મેઘ એમના જ સમકાલીન કુસુમમાળા ને હૃદયવીણા, અને એ જ કર્તાની બીજી કૃતિઓ નુપૂરઝંકાર, સ્મરણસંહિતા, ને જગુજ્યોતિ એટલે પ્રધાનભાવે અનુકરણ ગોવર્ધનભાઇ અને કલાપી એટલે ગુજરાતની એ યુગની ગગનગામિની કલ્પના, સ્વયંભૂ રસસરિતા, ચિરંજીવ કવિતા નરસિંહરાવ એટલે ઇંગ્રેજી કવિતામાથી ચે માત્ર ન્હાનન્હાના મીઠા ફોરાના ઝીલનાર નરસિંહરાવ એટલે એ યુગના સફળ તેમ જ નિષ્ફળ અનુવાદ નરસિંહરાવ એટલે પરનાળઝીલ્યા પાણીથી ભરેલું અમદાવાદનું એક ટાંકુ, મણિશંકર એટલે, ચશ્મે શાહી જેવું, મીઠું રસઝરણ, કલાપી એટલે ઘૂઘવતો સમુદ્ર; ગોવર્ધનરામ એટલે રસસાહિત્યનો મહાસાગર.

કલાપીને યે બહારથી સૂચન મળ્યા નથી એમ નથી. મણિલાલ નભુભાઈ તેમ જ મણિશંકર ઉભય કલાપીના મિત્રો હતા, વિદ્યામા, વયમા, સાહિત્યપ્રવેશમા વડિલ હતા અને એ વડિલ મિત્રોની છાયા કલાપીના જીવનમા કે સાહિત્યજીવનમા નથી પડી એમ નથી પણ કલાપીની ગઝલો કાંઈ મણિભાઇની ગઝલોના અનુકરણો નથી, વૃદ્ધ ટેલિયો, ભરત, બિલ્વમંગળ, ચન્દ્રા જેમ મેઘનું અનુકરણ છે એમ, વસન્તવિજયના અનુવાદ નથી, કલાપીના સંવાદો એકાન્તના સંવાદોના પડઘા નથી, પણ ભાવનામા ને રસગામ્ભીર્યમા સવાયા છે કલાપીના હૃદયને સંસારના હથોડા વાગ્યા હતા, અને હૈયાના પાતાળઝરણ ફૂટયા હતા. કવિતઝરણના સ્વયંભૂ ફૂવારાની અખંડઉડતી ધારાઓ એ કલાપીનો કેકારવ સાગરમા ભરતી વહે છે તેમ, માનવશરીરમા રૂધિર વહે છે તેમ, ગોવર્ધનભાઇના ને કલાપીના આત્માઓમા કવિતા ઉછળતી હૈયાની બાગ તરીકે, આત્માની આરતી તરીકે ગુજરાતે કેકારવને પિછાન્યો ને સત્કાર્યો છે, ઝીલ્યો ને વધાવ્યો છે. માત્ર છવ્વીશ વર્ષની વયમા, અને તે પણ એક રાજવીએ, કેકારવ ગાયો છે એ ઇતિહાસ સ્મરણમા સાભરી આવે છે ત્ય્હારે ત્ય્હારે તો સાનન્દાશ્ચર્યની ભરતી જ ઉભરાઇ રહે છે

ન્હાનાલાલ દલપતરામ કવિ

જૂલાઇ ૧૯૨૩



# બે બોલ

ખાનગી કામ પ્રસંગે મ્હારે લાઠી જવુ થયું હતુ ત્ય્હાં તપાસ કરતા સ્વ૦ કલાપીના કેટલાક અપ્રસિદ્ધ કાવ્યો તથા એક આદરેલી અધૂરી નવલકથા મળી આવ્યા હવે સ્વ. કલાપીના પત્રો સિવાય કાંઇ અવશેષ રહેતુ જણાતુ નથી. આ કાવ્યો તથા નવલકથા સ્વ૦ કલાપીના સ્નેહરાજ્ઞી બાશ્રી મોંઘીબા—શોભના—ને બતાવતા ત્હેમણે તે છપાવી પ્રસિદ્ધ કરવાની મંજુરી આપી છે એ સારૂ હું ગુર્જરસમાજ તરફથી ત્હેમનો ઉપકાર માનુ છુ વળી સ્વ૦ કલાપીના હસ્તાક્ષરનો એક અપ્રસિદ્ધ પત્ર પણ ત્હેમણે મ્હને છાપવા સારૂ આપ્યો છે ત્હેને માટે પણ ત્હેમનો આભારી છુ.

સ્વ૦ કલાપીની લખેલી નવલકથા, છે ત્હેવા સ્વરૂપમા જ, થોડાક સમયમા છપાઇને બહાર પડશે

ગુસાપારેખની પોળ,
અમદાવાદ.

રમણીક કીશનલાલ મ્હેતા

# અનુક્રમણિકા

# કાશ્મીરનું સ્વપ્ન



### શાર્દૂલ વિક્રીડિત

ક્યાંઈ છે ખુબ ઘીટ ઝાડ વનના ઝાઝા ફૂલોથી ભર્યાં,
વેલીના નવરંગથી લટકતા સારા પટોળા ધર્યાં,
ક્યાંઈ છે તુટીને પડેલ ભુખરા પાનો વિના ઝાડવા,
જોગીનો ધરી વેશ ભેખ લઈને જાણે બિચારા પડયા

ક્યાંઈ છે સુઘરીતણા લટકતા માળા નદીની 'પરે,
નીચે મોર કળા કરે પ્રિય કને લીલા ગલીચા પરે,
ક્યાંઈ છે ફરતા યૂથો ગજ તણા ભાગે ઘણી ડાળીને,
તેઓનાં બચલા રમે જલવિષે માતા કને દોડીને.

૪

છે ક્યાંઈ  અતિ ઘોર ગભીૌર ગુફા, કાળી ઘટા ઝાડની ?
કાળી તે  દિસતી છવાઈ જઇને અધારી છે તે ઘણી,
વ્હે છે  જોસભરી નદી અહિ તહિ, નાળા પડયા વિખરી,
કુંજોમા  ઝરણા વહે ખળકતા, છોળો  ઉડે પાણુની.

જ્યા છે એવી નદી ઘણી, બરફના ઝાઝા જ્યહા ડુગરા,
એવો કાશ્મીૌર દેશ છોડી દઇને જાઉ હવે હુ ક્યહા?



૫

# કાશ્મીરમાં વિયોગ



મનહર

વાદળે જળે ભરેલે આવી વીંધ્યા ડુંગરોને,
કોતરોની માહીથી પાણી વહે છે તે થકી,
વાદળુ વિયોગનુ ભર્યું આ આવ્યું મન પર,
અશ્રુધારા વહે દિનરાત ચક્ષુમાહીથી

વીજળીનો કડેડાટ તોડી પાડે શીખરોને,
વિરહનો માર છેદે હૃદયના મર્મને,
વૃક્ષના ઘસારા થકી પર્વતોમા આગ બળે,
શશાક સમીર થકી દિલ ખાક થાય છે

છરેરાને ખીણુ બધા છાઇ ગયા ઘાસ વડે,
ઝુકી રહી હાર, ઝાડ, વેલીપર, પુષ્પની,
કામથી રોમાચ વાર વાર થાય શરિરમા,
થર થર ધ્રૂજે દેહ મદન પીડા થકી.

બરફના કણુ ઘણુા ચોટી રહ્યા ટોચ પર,
જીગરમા પડયા કાણુા મનોજના શરથી,
દિસતો સુરજ નથી, અંધકાર વ્યાપી ગયો,
જીવ કેમ જતો નથી શરિરની મહીંથી.



૬

# પ્રીતિની રીતિ



સોરઠ

ધન, તન દેતા નવ ડરવુ, ભાઈ, મનને વિચારીને ધરવું,
ચ દન વૃક્ષને વ્યાલ વીંટાયા, સાચવી તેને લેવુ,
રત્ન પત્થર કુ દનને કથીરમા રત્ન કુંદનથી જડવુ,
કરી કસોટી કરવી ખરીદી, પાછળ ના પસ્તાવુ

પ્રીત રીત તે પ્રેમી પિછાને, સાગરે મોતી સમાણુ,
જો દીધુ દિલ કોઇને પ્રેમે તેને તો નિજનુ ગણવું,
એકજ ર ગ નિભાવવો નિત્યે નવર ગી નવ થાવુ

૭

# સુષુપ્ત પ્રિયાનું દર્શન



મનહર

સુંદર આ સેજમાંહી, પુષ્પના પરાગમાંહી,
વસંતના જેવી પ્રિયા મ્હારી આજ દિસે છે,
સુતેલી છે બાલા લાલ, કોમલ છે ગાત્ર ઢીલા.
ચંદ્ર જેવો શીત ચ્હેરો શાંત હસી રહ્યો છે

સ્તનો મંદ મંદ હલે શ્વાસની સુગંધી સાથ,
તલાવતરંગ જેવું કૃશોદર ઝુલે છે,
સર્પના સમુહ જેવા વાળ આમતેમ હલે,
પવનના જેવું વસ્ત્ર ફર ફર ઉડે છે.

કદલીના વન જેવા નિશ્ચલ ઉરુની વચ્ચે,
જલફર ફર જેવી પાટલી પડેલી છે,
લાલ ગાલ ગુલ્લ પર ચાંડલો ખસી પડેલો,
કપાલનું કુંકુમ તો ભુંસાઇ ગયેલું છે

ઘટ જલધર જેવા નિતંબની પાસે નાની,
કટિ શ્રમસુરતથી શ્રાંત થઇ પડી છે,
દ્યુતિના દમામવાળી હસ્તલતા પ્યારી, સારી
ધડકતી છાતી મારી ઉપરે પડેલી છે

૮

પ્યારી પ્રેમવાળી પ્રાણુ પોઢેલી છે પ્રેમઘેલી,
ચુંબનને ઈચ્છતી આ આંખ એની બંધ છે,
અંગુલી અધર પર, ઓષ્ઠ જરા ઉંચા રહ્યો,
રામા વ્હાલી સુતી સુતી, "પ્રભુ, પ્રભુ" જપે છે



૯

# કુમુદી ભૃંગ

❧

તોટક

લટકે મટકે ભટકો, ભમરા !
લટુડા મટુડા કરજો, ભમરા !
વિધિની મરજી દમવા, ભમરા !
તું ભમજે, તુજ કોઈ નથી હો !

ફૂલડાં ભટકી દરબાર ભમ્યો !
કરમાઈ ગયા તવ છોડી ગયો !
તુજ પ્યાર ઘડી પણ ના વિરમ્યો !
પ્રેમની આશ ન રાખ હવે તું !

પલમાં નવરંગ કરે, ભમરા !
ગજબી ઠગ તું બગલો, ભમરા !
તુજ કાળજડું કપટી, ભમરા !
ચર્ણું છ છે, ખર દોઢ ખરો તું !

હટ જા, ભમરા ! પટકું, ભમરા !
મુજ પ્રાણ રહ્યા લટકી નભમાં !
તુજ પ્રેમ વૃથા ભરવો મુજમાં !
સ્નેહની રીતિ ન જાણું કદિ તું !

## ૧૦

મુજ ચાંદલિયો ઉગશે, ભમરા !
મુજ નેત્ર ન દાબ અરે ! ભમરા !
ગભરૂ કુમુદી ! શશીને ગણજે !
જો નભમાં નકટો ન ભમાતું !

તુજ કાર નથી મુજ પ્યાર પરે !
મુજ કાગ નથી મુજ પ્યાર પરે !
તું ભટકે ત્યમ હું લટકું છું !

૨૮–૧–૯૩



१०७३२

११

# સુખમય અજ્ઞાન



## શિખરિણી

મહા સુખી–સુખી–પરમ સુખિયુ તુ તરૂ, અરે !
શિયાળાની રાત્રી યદપિ તુજને ખેંચતી ન્હે,
ન શાખા તારીને પુરવ સુખનુ ભાન કઇ રે !
વસ તે ખીલેલી હુ ખદ સ્થિતિમા આજ પડી છે

ભલેને વાતો ઉત્તર પવન સુસ્વાટ કરતો,
ભલેને હીમોનો સિતમગર વર્ષાદ પડતો,
અરે ! તોએ વૃક્ષો ! મધુ સમયમા ખૂબ ખીલશો,
પ્રભુના વ્હાલા તો પરમ સુખી છો એમ ગણજો !

વળી સુખી સુખી ભમતી વિહરિણી ય સરિતા,
હિસે તું આનદી ગરમી સરદીમા સમ સદા,
મહા કાળી રાત્રી સરવ ગમ સહાર કરતી,
તદાપિ ખોયેલી ઝળહળિત કાંતિ ન સ્મરતી

અહો ! બેઠી છે શુ બરફમય આચ્છાદન ધરી,
સુખી હોજે બાપુ નજર મમ તારા પર ઠરી;
મનુષ્યોને તો આ પરમ સુખ માગ્યું નહીં મળે,
ઘણાઓ પીડાએ જરિક જ દશા અંતર થયે.

અરે ! કુણુ કુણુ હૃદય દુખિયુ કંપિત રહે,
રૂઆવે ના કોઈ હૃદય જખમી એક જ રહે,
વળી પ્રેમી હૈયુ, જડ સમ નહી ચેતન હીણુ,
બળે ને પીડાએ ગત સુખ ભણી આખ દપટી

નહી કો જાણ્યામા, ગત સમયના સુખ વીસર્યા,
નહી કો ગ્રથોમા કવિજન વળી વર્ણવી ગયા

૨૫-૭-૯૩



૧૩

# છેલ્લી સલામ



હરિગીત

પ્રભુ પાસ, પ્યારા, તુજ રહે ! પ્રભુ પાસ, પ્યારા, તુજ રહે !
નહિ તો અરેરે ! એકલો તુજ મ્હો કરી ઉત્તર ભણી
તુ પ્હાડ ને જંગલમહીં કયા વનવને ભટકી રહે ?
તનહા વળી હું આથડુ વેરાનમા તુજ શોધમા—
તે વ્યર્થ દિલની વેદના જે વ્યર્થ હુ ભટકુ, અરે !
પ્હોચી શકુ નહી હુ તને, રખડી શકુ નહીં થાકથી
તોએ ભલા રડતા અને મરતા તને શીખવી શકુ –
"પ્રભુ પાસ, વ્હાલા! રાખજે ! પ્રભુ પાસ, વ્હાલા ! રાખજે !"

શીખવી શકુ હુ આ તને ? શીખવી શકુ હુ શું તને ?
જો હુ કહુ 'દક્ષિણ તરફ' કે વામ બાજુ તુ જજે'–
દીક્ષા નકામી એ થશે, મમ ધૂળમા શબ્દો જશે,
મુજ બુદ્ધિ, રે રે ! બાપડી તે શુ તને શીખવી શકે ?
જો હુ કહુ દક્ષિણ તરફ તો વામ બાજુએ જશે,
જો સાભળે તુ શબ્દ મ્હારા તો નકી દુખિયો થશે,
રૂચશે મ્હને જે દીવડા તુજ માર્ગ સૂચવવા તને
તે કોયલાવત્ ભાસશે તુજ નેત્રને, વ્હાલા સખે !
હુ ભોમિયો તુજને દઉ, તો છોડી તે તુ નાસશે,
જો કઈ બતાવુ અત તો ત્યા ના તને શાતિ થશે,
હું માત્ર તુજને દઈ શકુ આશીશ, ઓ વ્હાલા ! અરે !
"પ્રભુ શીખવે તુજને, સખે ! પ્રભુ શીખવે, તુજને સખે !"

આશીશ તુજને દઇ શકુ ? આશીશ શુ હું દઇ શકુ ?
મમ આસુડા ગળતા રહે, તે તો બધી આશીશ છે,
એ કેમ સુકાવી શકુ ? એ કેમ સુકાવી શકુ ?
તુજ કાજ હાર બનાવવા મુજ બાગમા ફુલડા નથી·
મ્હારી ભલાઈ નયન તારામા બુરાઈ થઇ વસી,
ક્ષોભ તુજને આપશે અક્ષોભતા આ દિલતણી,
મમ હૃદયની મૃદુતા તને કાટો થઇને લાગતી
મમ શપથ પ્રેમની ગ્રથિનો પણ કેમ તોડયો તૂટશે ?
આશીશ દઈ હું ના શકુ ! હું તો તને ચાહી શકું !
" આશીશ, પ્યારા, દે પ્રભુ ! આશીશ તુને દે પ્રભુ !"
ચાહી શકુ શુ હું તને ? શુ હું તને ચાહી શકું ?
પ્યારા અરે ! પ્યારા અરે ! શું પ્રેમ જેવુ આ હશે–
કે મૃત્યુવત કૈં આફતો તુજ મસ્તકે ઘુમી રહી,
ને એકલી રડતી રહુ રે ! સર્વ સાધન હીણુ હું !
મુજ પ્રેમચુબનની નીચે કડવા ભર્યા છે આસુડા,
ને દાહ મોટાથી ભરી મમ સ્વપ્ન જેવી કલ્પના
અભદ્ર જે ચારે દિશે તુજને વીટાઇ છે ગયું,
તે પ્રતિજ્ઞા મમ પ્રેમની છેદી શકે નહિ ! દૂર તું !
તુજ જાય છે જીવ જે દુખે, તે હુ કશુ જાણુ નહીં !
મુજ જાય છે જીવ જે દુખે, તે તુ કશુ જાણે નહીં !
મરી હુ શકુ ! મરી હુ શકુ ! ચાહી શકુ નહીં હુ તને !
"વ્હાલા ! તને ચાહે પ્રભુ ! ચાહે પ્રભુ ! વ્હાલા ! તને !

૨૬–૬–૯૫



૧૫

## આશા



પહાડી ગઝલ

આશા પાછળે આશામાં ફર્યો ! આશા દૂરની દૂરે રહી !

એ તો દૂરની દૂરે ભમે,
મ્હારી પાખ મ્હોળી ના બને,
કાને મૃત્યુના પડઘા પડે,
આશા મૃત્યુમા ય છુપી રહી

આશામા જીગર ઝૂકી રહ્યુ,
કદિ આખને ચાળે ચઢ્યું,
કદિ ઝુલ્ફની ગુચે પડ્યું
કય એ આખના થડી થઇ ?

આશાને નિરાશા ના રૂચે,
આશા તૃપ્તિથી ડરતી દિસે,
પણ તૃપ્તિનુ તો નામ છે,
આશા વિશ્વની રાણી ખરી !

ધામી વર્ષ આખુ જાય છે,
કદિ ગર્જના શુણાય છે,
રૂડા રંગ દૂર ભળાય છે,
લૂખી એજ આશા વાદળી !

ગઇ રાત્રિ તો રવિ ઉગશે,
એમ માનતો હું મ્હારે મને,
પણ આ હમારા કિસ્મતે,
રાત્રિ પછી રાત્રિ મળી !

આશાને ભરોસે જે ભમે,
તેને રગ આ ખાકી મળે,
તેને ભેખની ઝોળી ભળે,
તે એ કોઇ દી પૂરી નહીં !

ઝોળી હાથમા આવી હવે,
અધુરી મળી--અધુરી રહે,
તેને વિશ્વમા કોઇ ના ભરે,
માગી ભીખ તે ખાલી ગઇ !

ચાલે છે જમાતો કાફ્લા,
ઉડે બાદશાહી વાવટા,
અતે એક જામો ધારતા,
પછી રંગ એ ઉપટે નહી !

ઝોળીઆ પડ્યા તે ના ઉઠે !
તેની આખ ભીની ના સુકે !
મ્હારૂં જે બન્યું તેનુ તે બને,
ઓહો ! દર્દ કોણ કળે અહીં ?

## ૧૭

ઝોળીમાં નિરાશા ભાસતી,
કિંતુ ત્યાં ય ચણુગી આશની,
છેલ્લી હેડકી ય આશા ભરી,
આશા સર્વની તે ન કોઈની !

કોઈ લાખ જન્મો ઇચ્છતા,
એતો એમ આશા સેવતા,
કોઈ એસ આવ્યા પાસમાં,
પડી પાસમાં છૂટે નહી !

કો આ જાળમાંથી નીકળી,
થયું હર્ષનું છે સોબતી
એવી વાત કાંઇ સાંભળી,
કિંતુ કોઈને દીઠું નહી !

આશા બોલતી, "મૃત્યુ નથી"
પણ મૃત્યુ કહે "આશા જૂઠી"
શું જૂઠું ? ન શું જૂઠું અહીં ?
એ અંધારમાં દીવો કહીં ?

છે ખાક આલમ મોતની,
તે ભૂકી અહીં આશા ભરી,
લાગી લ્હાય ભસ્મ મહીં ફરી,
ધૂણી આગ વિણ ચીખી રહી !

૨૬-૮-૨૭



## ૧૮

# ભવિષ્યના કવિને



### માલિની

ઉઠ ઉઠ રસઘેલા ! ગીત ગા કંઈ તાજાં,
જગત સુખ વિકસી જોઇ તુને રહ્યુ છે,
જલધિ દૂરી વલોવી રત્ન કંઇ કાઢ તાજાં,
કુદી કુદી ઉછળે તે ઉર્મિઓ અર્પવાને.

કમલવનતણા તો ગીત પૂરા થયા છે.
નીજ ગીત ગવરાવી તૃપ્ત છે શીતરશ્મિ,
મધુપ કુલની પ્રીતિ જાણુતા સૌ થયા છે,
નવીન રસતણાં તુ ગીત ગા–ગીત ગા કે.

અગર કુદી કુદીને બેસ જા ચંદ્રપીઠે,
મધુર રસતહીનો પૃથ્વી આ જાણુતી ના,
નવીન મધુ–સુધાની ધાર ત્યાથી કરી દે !
નવીન જીવન વિશ્વે પૂરતા ગીત ગા–ગા.

નકો નિજ કવિ શોધે વિશ્વના સૌ પદાર્થો,
નિજ રસ કથવાને ગહ્ન જોતા સહુ છે,
અગણિત યુગ વીત્યા, ગાઈ ચાલ્યા હજારો,
પણ વદન હજી તો કંક અતૃપ્ત ભાસે

## ૧૯

છલકોં વહોં જતો કો મસ્ત થા પી મદિરા,
મચવ જીગરમાંહી ઈશ્કની ધૂન ઉંડી
ઉઠ ઉઠ ! શિખરો સૌ સ્વર્ગના તોડ જુના,
જનહૃદયમહીં તું ઉર્મિઓ અપ તાજી

ન કદિ મધુરતાનો હોય જો ધોધ તુમાં,
સખત સખત ભોળા વજ્ર શા ગીત ગાતો,
પછીં રસ યુગ સુધી પૂરશે પૂરનાગ,
તુજ જીવન પગે કો જીવશે લાખ જીવો

૨૮-૨-૯૬

## ૨૦

# એ દૂર છે !



ગઝલ

જ્યા જ્યા કદમ ઇશ્કે ધર્યું આલમ તહીંથી દૂર છે!
એ દૂર છે! ને દૂર રહો! આ ઇશ્ક નૂરે નૂર છે!

આલમ બધી ડાહી બની બીતી બનાવે કાયદા!
જો છે ન ડર–છે ના ફિકર તો કાયદા સૌ દૂર છે!

પીતા સનમ બીતી હતી જે જે હમે જામો ભર્યા!
આલમ મહીં પીતા ડરી એ સૌ શરાબો દૂર છે!

ઇશ્કને આલમ લગાડી આસુડા પેદા કર્યા!
જે ઇશ્કનો તેની સનમ દુનિયામહી ત્યા દૂર છે!

જે ઇશ્કમા પીવુ ઘટે–જે ઇશ્કમા પાવુ ઘટે—
તે પી સદા પાયું હમે–પીતા ડરી એ દૂર છે!

જેથી અહીં યારી ઉઠી, તેથી તહીં દુનિયા ઉઠી!
આ લાખ શિશા પાસતાએ હું અહી, એ દૂર છે!

જે કાયદા તોડયા હમે તે સંધતી આવી સદા!
બેકાયદે હું, કાયદે એ, છે દિલે પણ દૂર છો!

હું બોલતો "પી પી," અને તે બોલતી " ના ના" હતી!
" ના ના " રહી તેની સદા ! હું પી રહ્યો ! તે દૂર છે!

મે ઝેર પીધુ છે ! સનમ ! છે તો મઝા ! શા અર્થની ?
આ આગ થડી ઉઠતી ! શું દૂરની તું દૂર છે ?

તું ખૂબ પી દુનિયા હવે ! આ ઈશ્ક પી પી ચાલતો !
" ના ના " કહે કે " હા " કહે,-હાવા સદા તું દૂર છે!

તુ દૂર છે ! આ ઝેર છે ! પણ ઈશ્કનું તો પૂર છે !
જે ના શરાબે, ના સનમમા તે હવે ના દૂર છે !

જે ઝિંદગીથી ના બન્યુ તે મોત આ દેશે કરી !
જે મોતથી દૂરે રહ્યુ તે ઇશ્કથી એ દૂર છે !

પીજે શરાબો ! ઓ સનમ ! આ ઝેર અંતે પામજે !
એ છે દુવા પીનારની ! પીવુ પરતુ દૂર છે !

શા અર્થની મ્હારી મઝા ? એ છે હવે ના પૂછવુ !
કે પૂછવુ કૈં બોલવું એ ઈશ્કનાથી દૂર છે !

ઓ ઝેર ! દિલના યાર ! તુ તુજ કાર કર વ્હેલો હવે !
" ના " ના હવે કો બોલશે ! એ દેખનારૂં દૂર છે !

એ આસુડા, ને આખ આ કૈં દૂરથી જોઈ શકે !
એ આસુડા, મ્હારૂ જીગર, હાવાં મગર કઇ દૂર છે!

## ૨૨

જે ઝેર દર્દીને થયુ વ્હાલું સદા ઇશ્કે અહીં !
તે તુંજ છે ! તે તુજ છે ! તારો નિશો કા દૂર છે ?

શુ એકલાને અપવુ કે ઝેરને એ ના ગમે ?
બીજુ નથી આલમમહીં ! એ દૂર છે ! એ દૂર છે !

જેને ખુદા પાસે ધરે ! જેને ખુદા મ્હારૂ કરે !
તે આ જીગરનુ એ જીગર હુંથી સદાયે દૂર છે !

૧૪-૫-૯૭



## મહાબળેશ્વરને ।



શાર્દૂલવિક્રીડિત

તારી નીલમ કુંજ ઉપર સદા હોજો ઘટા મેઘની,
વૃષ્ટિથી તુજ ખેલ એ અમર હો, હોજો કૃપા ઈશની,
તે પંખી–તુજ વાસળી મધુરવી, જાણે પરે ઝૂલજો,
સંધ્યા હાલરડું સદૈવ તુજને એ ગાઈ પોઢાડજો.

એ શેવાલભરી વિપુલ વિટપો હોજો સદા ફાલતી,
તેની તે કવિતા બળેલ ઉરને હોજો સદા ઠારતી,
હોજો અર્પતી કો નવીન ઝરણી કોઇ કવિના ઉરે,
મીઠું કાંઈ ભૂલેલ કો પ્રણયીં તે તાજી સ્મૃતિમાં ગળે.

થાશે સર્વ સદૈવ એ મધુરતા તારી મૃદુ હુંફમાં,
જેને જે કરવું ઠર્યું કરીં જશે કો અંતની લ્હાણુમાં,
હું મ્હારો પકડીશ રાહ–પ્રિય તું ! તારા સુમાર્ગે હજો,
તારી એ સુરીલી મીઠાશ કરૂણા તું રેડનારો હજો

હું ના રોઈ શકું તને ત્યજી જતા–છો આંસુ આ સૂકતું,
વ્હાલા સોબતીને ય અશ્રુથીં વધુ અર્પી ન કાંઇ શકું,
નિસાસો તુજ કાજ એક બસ છે છોડી તને ચાલતાં,
અશ્રુ માનવિમિત્ર કાજ નયને છો ગુપ્ત આજે રહ્યા

૧૮–૬–૦૭



## ૨૪

## તરૂ અને હું



### શિખરિણી

તરૂ તે ઝુલતા ગિરિપર હતો હું નિરખતો,
બન્યા નેત્રો મ્હારા કંઈક દરદે ત્યાં ગળગળા,
તરૂ તો ઝૂલતા હજુ ય હિસતા સૌ સુખભર્યા,
નિસાસા આવા એ મુજ હૃદયના તો સુખ હર્યા

‘ તરૂના જેવાએ જન હૃદયને શું સુખ નહીં ?
હશે શું દેવોને જન સુખ થકી ન્યૂન સુખડા ?
અગાડી જાતા શુ અધિક અધિકી છે વિષમતા ?
ગયેલી વેળા શુ મધુતર હતી આ સમયથી ? ”

જડાત્મા થાવાને મુજ જીગરમા હોશ ઉલટી,
અકારી ભાસી આ જનહૃદયની જ્ઞાન ચિનગી,
ગયા મ્હારા નેત્રો જલમય થતા કે વધુ વધુ,
અને ધીમે ધીમે હૃદય પર મૂર્ચ્છા પણ ઢળી.

ગયો જાણે જીવે ક્ષણમહી તજી આ શરીરને,
બન્યો જાણે કોઈ તરુ ઉપરનું બાજ ઉડતું,
પડ્યું ક્યાએ, ઉગ્યું, દ્રુમ પણ બન્યું કાળ વહતા,
મહેકતો લાગ્યો વિટપ વિટપે મોર નવલો.

દ્રુમે સામે બીજે ઝુકી રહી હતી યૌવન દશા,
હતી તેની સાથે મુજ વિટપને બાથ ભરવી,
હતી ત્યા મ્હારે આ નવીન રજ મ્હારી અરપવી,
હતી વિશ્રાતીની ઉલટ ઉર છાયા લઇ દઇ

" હતું કો કાળે હું જન હ્રુદયમા વાસ વસતું,
કહી, રોઇ, ગાઇ, કંઇક દુઃખ ઓછુ ય કરતુ, "
સ્મૃતિ એવી તાજી પણ રહી'તી હ્રુદયમા,
હતા મ્હારા પર્ણો ખિલ ખિલ થતા સૌ દરદમા

ન એ આવે પાસે, નવ પ્રિય કને હું જઇ શકુ,
વહે વાયુ ઉંધો, નવ રજ સખીને દઇ શકું,
જનોના બંધો શા તુટી પણ શકે બંધ નવ આ,
વળી આ સ્થિતિમા નહીં જરી દશાનું પલટવું.

ગયા દહાડા વીતી, સ્મૃતિ પણ ગઇ એ ઝળકની,
સહી એ સૌ જાતા નવીન નવ ઇચ્છા પણ રહી,
રહી અંગે અંગે મુજ શરીરમા વ્યાપ્ત જડતા,
વહતા વર્ષોમા કશી ય નવ ભાસે નવીનતા

દિને કોઇ માથે ધડધડ થતી વિદ્યુત પડી,
ગઇ મૂર્ચ્છા, પાછું હૃદય પણ જાગૃત થયું,
અહોહો ! હું આવો ગતિમય થતા માનવ ફરી,
પ્રભુની લીલાની ઉપકૃતિતણું ગાયન કરૂ

૨૬

મને તો ના ભાસી કશીંય જડતામા મધુરતા,
પ્રભુની લીલાને નિરખીં શકતી જ્ઞાનમયતા,
સહેતા વ્હેતા સૌ કઠિન કટુ સીમા ટપીં જશો,
બને છે તે સર્વે ઉચિત બનતુ સૌ નિરખશો

૨-૮-૨૭



## ૨૭

# નિર્વેદ



### શિખરિણી

હવે મ્હારા દર્દો રસમય પ્રવાહી નવ બને,<br>
ઉરે જામી જામી પડ પર હજારો પડ ચડે,<br>
અરે ! નિશ્વાસોએ દખલ કરનારા થઇ રહ્યા,<br>
હવે તૂટું તૂટું મુજ જીગરના થાય પડદા

ગયા એ અશ્રુના મધુર સઘળા ભાવ શિશુના,<br>
હતા તે ના ભાસે રૂદન કરવાને મૃદુ સખા,<br>
ન દેખું સંસારે નયનજલ માટે સફલતા,<br>
કહીં દૃષ્ટિ નાખુ ? સહુ ગમ ભરી એ કલુષતા

કવિતા ગાવાને મુજ હૃદયને ના મન રહ્યું,<br>
તહીં ગાતા પૂરૂં કદિ પણ નથી અંતર ઠર્યું,<br>
જનોની ભાષામાં જગત વિષનો ગંધ પ્રસર્યો,<br>
ન શબ્દે કો પૂરો કદિ પણ મળ્યો માર્દવભર્યો

ન ભાવે તારાને ઉદધિ નહીં વા આ તરુ નહીં,<br>
ભરી ભાસે ત્યાંએ કપટ–ચતુરાઇ જનતણી,<br>
ન કોઇ ઠેરે છે મૃદુ હૃદયની વાત સુણવા,<br>
ભરેલી છે વિશ્વે કઠિન સઘળે ગ્રામ્યમયતા.

ગયો આહીં ને ત્યા ગરલ નિજ નાખી સરપ કો,<br>
વિસામાને માટે જરી ય આપવા હે નવ ઠર્યો,<br>
નશા ઝેરીમા આ જગત સઘળું છે લથડતુ,<br>
ન અર્પાતુ પૂરૂ-કઇ કઇ બધે ખાનગી રહ્યું

મને તે આ શાને રૂધિર, નસ, અસ્થિમય ઘડયો ?<br>
અરે ! એવામા શુ રૂદન કરતો આ રસ કર્યો ?<br>
ન જાણ્યુ કયા બેસુ ? સમજણ નહીં ક્યા શિર ધરૂ ?<br>
અરેરે ! ના જાણું કયમ શુ કરવુ આ ઉરતાણું ?

૧૧-૧૧-૯૭



२६

## ખુની વ્હાલા !



### શિખરિણી

ખુની વ્હાલા ! ના ના કહીશ મુજને " માફ કરજે,"
ફરી આવી રીતે મુજપદમહી તું નમીશ ના,
સખે ! આવી રીતે રડ નહી ભુરાઈ નશીબની,
હશે તારા ભાગ્યે જખમ કરવો નિર્મિત થયો.

" ખુની " ને " વ્હાલા "—એ સુખદ સૌ સબોધન મને,
નથી કૈં હેતુ આ હૃદય ઠપકો એમ વદતા,
ખુની તુ થાતા તો વધુ પ્રિય તને હું થઈ શકું,
સખે ! એથી તો જરુર વધતી કે નિકટતા.

મને જે માર્યો તે જખમ તુજને શુ નવ થયો ?
ખુની માયાળુ એ નયન તુજ ભૂલી નવ હજુ,
નકી હું જાણું છુ તુજ હૃદય જે ભાર વહતુ,
અને ત્યારે એ જે ઉર તુજ થયું છેક ટુકડા.

અરે ! જોને ! પ્યારા ! તુજ મુખ ફર્યું આમ સઘળુ !
પડી મીઠે ચ્હેરે સહન કરનારી કરચલી !
ભુલાવો દેનારૂ તુજ મુખ થયું આમ જનને !
પિછાની તુને લે કમનશીબ તો આજ નયનો !

પિછાની તુને લે ! કઇ પણ નવાઈ નહિ જ એ,
હતા મ્હારી સાથે પ્રભુ તરફના દિવ્ય સ્વપના,
હતી તારા અંગો સહુ ય કરમાતા નિરખતી,
વધુ હું જાણું છુ તુજ જીગરની હ્હાય તુજથી,

સખે ! બાલાઓને પૂછીશ જગમા હુ ભમી ભમી—
"ખુની વ્હાલો તુને હજુ સુધી મળ્યો કે નવ મળ્યો?"
મળ્યો જેને એ ના-પ્રણય પણ તેણે નવ દીઠો,
ખુની કેવું મ્હાયે-સમજી નવ એ વિશ્વ શકતુ

વને સીતાને તુ જઇ પૂછ પ્રીતિ રામ ઉરની,
મઝા એ પૂછી જો જખમ કરતા ખંજર તણી,
અરે ! ભોળા ! તારા ઝુલમમહીં જે માર્દવ ભર્યો—
અજાણી તેથી તો ભગિની તુજ આ ના ન્હૉ શકે

અહા તારી—મધું ! ફરજ કરજે પૂર્ણ સઘળી,
સખે ! જ્યા વેચાયો તહીં તુજ હલાલી ભજવજે,
અરે ! મ્હારા વ્હાલા ! ફરજ તુજ જો એ જ હજુએ,
રહી આ છાતી—જો ! તુજ કરમાંહીં ખંજર રહ્યુ

ઘટે આ મ્હો સામે નહીં નહીં જરા યે નિરખવું,
નકી આનન્દે હું સહન સઘળુએ કરી શકુ,
સખે ! તારા પેલા મધુર સહુ એ ચુંબન હતા,
પરંતુ આ તારૂ મધુતર મળ્યુ ખંજર હવે.

ઉછેરી જે હાથે કુસુમકલીઓ જે મહકતી,
ચુંટી તે હાથે તે કુસુમકલી આળી લઈ શકે,
પરોવા માલા તે પ્રભુ ઉર તણી તુ પણ સખે !
અરે ! ત્રોપી દેને મુજ શિર ઉપાડી શરીરથી.

અહો ! યજ્ઞે ! પ્યારા ! બલિ થઈ શકયુ તે અમર છે,
અને હોમી દેતા પ્રભુકર મળી બાય પકડે,
અહિ વ્હાલાઓનો વધુ ન ઉપભોગે મધુર કો,
હસી હોમી દેને તુજ બલિ ઠર્યું-હુ અગર કો.

હશે તારા ભાગ્યે જખમ કરવો નિર્મિત થયો,
અરે ! ગા હું સાથે ઉપકૃતિ હરિની મુજ ભણી,
કૃપા એની કે ના મુજ કરમહીં ખંજર ઠર્યું,
નકી બાલાઓનો પ્રભુ ય ઉપયોગે સમજતો

વિધિની કીર્તિ તો જગત પર છે એવી જ બધે,
તહીં યોગ્યાયોગ્યે નવો જ નકો કો થાય તુલના,
મને તુને ભાસે અઘટિત અને ક્રૂર સઘળુ,
તહીની તો પ્યારા ! જરૂર સહુ તે યોગ્ય કરૂણા !

સખે ! આવી રીતે રડ નહી બુરાઇ નશાબની,
ઘટે આ રીતે ના જીવિત વહતા કાયર થવુ,
અહી તો ખેતી છે જરૂર ફુલ તો ઉપર રહ્યા,
સુખે ના મ્હેશું કા ક્ષણિક સહુ આ તાઢ તડકા ?

ફરી આવી રીતે મુજ પદમહીં તુ નમોશ ના,
અરે ! સભારી જો નમન તુજ તે તે દિવસનુ :
અહો ! એવી લ્હેરી મધુ સમયની અન્ય નવ કો,
સ્મૃતિ એ વેળાની જીવિત ધરવા શું બસ નહીં ?

હતા કેવા ગાત્રો તુજ સહુ ય આધીનમયતા,
સખે ! ચુબીના એ તુજ નયન શાં યાચક હતા !
હતુ તારૂ હૈયુ પ્રથમ જ શીખ્યુ પાઠ નમવા !
હતી કેવી પેલી મધુર મગરૂરી ગળી જતી !

નથી ભૂલી મીઠા તુજ અધર પેલા ફરકતા,
નથી ભૂલી તે જે સમજણ પડી કપની મને,
અહો ! હું ભીરુ જે ચડી ગઇ હતી સ્વર્ગ દશમે–
નથી એ ભૂલી ને સ્મરણ તુજને ના કયમ દઉ ?

ખુની વ્હાલા ! ના ના કહીશ મુજને ‘ માફ કરજે, ”
નવી છે આ વેળા તુજ કરમહીં લાડ રમવા,
રમાડી ત્યા લેવી હજુ પણ રમાડી અહી ય લે,
કુસુમો ને ખડ્ગોમા ફરક બહુ તો બધુ ! નવ છે

૩–૩–૯૮



## ખુદાની મઝા !

❧

ગઝલ

ભલાઈને બુરાઈથી દબાવાનું લખ્યું જ્યારે,
ખુદાએ હાથમા લીધી કલમ સેતાનની ત્યારે !

બિચારા ભીખ માગે તે સદા ભીખી ન કૈં પામ્યા,
બધા ઝાલિમ ઉપર પુષ્પો સદા આરામના નાખ્યા !

મઝાઓ "આજ"ની લૂટી ગયેલા છે ઝુલમગારો,
ભલાઓને મળી જૂઠી બધી એ "આવતી કાલો" !

ગુમાવી આજની મૂડી મઝા શી કાલના વ્યાજે ?
ખુદાની શાહુકારી એ વળી દીવાળીયાની છે !

અહીં હૂરી રૂપાળીને નઝરને ચોરવા નાખી,
તહીંથી આખ ઉઠાવા નહીં તાકાત પણ આપી !

છતાં એ દૃષ્ટિને માટે સજા દોજખતણી સ્થાપી,
અને તાબે હમોને તો થવાનું ચૂપકી રાખી !

ખુવારીમા અહીં આવ્યા હમે માગ્યું હતું ક્યારે ?
ઉપાડી જાય છે ત્યાંએ હમારી માગણી ક્યા છે ?

અરે ! આ આવવું શું ? ને જવું શું ? ને સજા શી આ ?
ખુદાને આ હમોમા તે મદદની આમ શી આશા !

ભલાઈ આ હમારી કૈં નહીં આકાશનો ટેકો,
બુરાઈથી ન યા ફીટે ખુદાઈ કારખાનું કો !

ભલાઇ ને બુરાઇ આ હમારી છેક છે ન્હાની,
બુરાઇમાં હમે રહેતા ખુદાને બીક છે શાની ?

હમે આત્મા ભગાડચો છે બુરાઇને સદા ઇચ્છી,
મગર છૂપી જીગરમાંહી ભલાઇનો રહ્યો દીંછી !

બુરાઇ આવડી ના ના ! ભલાઇમા સદા સાખ્યું,
હવે એ શીખવું બાકી હમે તો મોતમા રાખ્યું !

બુરાઇનું સદા ખંજર ભલાઇની ઉપર દીઠું,
ન લેવાતું ! ન સ્હેવાતું ! ન પીવાતું કરી મીઠુ !

ખુદા ! તારી મજેદારી બુરાઈ શીખવે આવી,
ભલે તો એ હમારે યે હવે શીખી સદા ગાવી !

૧૦-૪-૯૮



# સૂ નિરાંતે



મંદાક્રાન્તા

સૂ નિરાતે! ગડગડ થવા સિધુને ટેવ જૂની,
એની ભાષા સમજી ન શકયો કોઇ એ છે ખલાસી,
તોફાનો આ પ્રણય રચતા વ્હાણની સાથ છોને,
સૂ નિરાતે! રમત કરતા કોઈ જીતે પડે છે!

સૂ નિરાતે! મગર તરતા આવડે કૈં તને છે,
એ પીડામા નયન ઉપરે ઉંઘ કયથી નિરાતે?
ભૂલી જા, કે હજુ વધુ જરા મ્હવરો તું કરી લે,
યા પી પ્યાલો હરિ હરિ કરી ઉંઘ લે તું નિરાતે!

૨૮-૮-૯૮



## ૩૬

# અસ્થિર મન



### હરિણી

મન સ્થિર કર્યું ગાને, ધ્યાને, પ્રિયાવદને વને,
મન સ્થિર કર્યું તો જે જ્યા ત્યા કર્યું 'ન કર્યું' બને,
જગત પર ના કંઈ વ્હાલુ સદા નવલુ નહીં,
પ્રિય સહ છતા હૈયુ ધીમે પડે શ્રમની મહીં !

કુસુમરજ જ્યા મોતીડામા રવિ ઝુકતો ભરે,
ધવલ સરલા હંસની ગ્રીવા નમી ચળ આદરે,
તહિં જઈ ચુણ્યા હંસોને યે સુમાનસને જળે,
પણ સુખ તહીં નિત્યે નીચુ ન વ્યોમ થકી ઢળે !

ગિરિવર ઊંડો ઊંચાગે હું ચડયો શશીકાન્તનો,
અરવ ઉન્નતશૃંગના વિહારમહીં ભળ્યો,
રુધિર પણ નગ વ્હાલીનું એ ફરે પિયુ અંગમા,
તહિં પણ ન્હોં ભલે ત એ શશી સરખો કયહા !

વન વન ફરી ઉડી બેઠી મુસાફર કોકિલા,
મધુ સમયની લાગી આજે સુઆમ્રતણી લતા,
સહુ મન ગમ્યું પી, પીતા નશો રસનો ચડયો,
પણ ટહુકતા ચીડાતા એ તૂટે સ્વર કેટલો !

સ્થિર નહી અહી જોયુ કે ! એ ઝરણું સરણી સુખી–
પલ પલમહી પાળે બંધી છતાં પલટી જતી !
અરર ! પલટે તેમાં તે શું મળે સુખ કોઈને ?
સરખી પડતી ધારા ના ત્યાં બુઝે દવ કોઈ શે ?

ખડખડ હસે તેને રોવું મળે અળખામણું !
ખડખડ રડે તેને અશ્રુ નથી સ્થિર સાંપડ્યુ !
“ પગ જરી ધરૂ ! હે ડીવાળા ! ઉં કર ન્હા ને ! ”
“ જલ સ્થિર નહી નાકા ક્યાંથી પછી સ્થિરતા ધરે ? ”

સ્થિરરસ થવા ઘેલી નાચે અહી કવિતા બધી !
સ્થિરરસ થવા યોગી તાપે અનેક નદી ધુણી
સ્થિરરસ થવા વ્હીલા પંખી, જનો, જડ, નો મથે,
પણ કુદી રહ્યા આ બ્રહ્મડો ! નથી સ્થિરતા રસે.

સ્થિરરસ થવા મે વ્હાલીના કપોલ જલે ભર્યાં,
સ્થિરરસ થવા તેણે એ આ ઉરે જખમો કર્યાં,
સ્થિરરસ થવા વ્હાલા ! ઓડો ! ચુકે નિજ વ્હાલને !
પણ ચપલતા યત્ને યત્ને વધતા જ વધ્યા કરે.

રસ મુજ જતો રાખી લેવા પ્રિયા ખડો ચગે,
પણ ગરીબડાં ઉંધો એ તો પ્રયોગ પડો અરે !
વહન વહતું–તેને રોકો શિલા વચમાં ધરી,
જલ ઢૂંઢી પણ તોફાને આ નદી ઉછળી ચડી !

સરલ વહતું વ્હેણુ ત્યારે હતી તરૂ છાય શી !
સરલ વહતા ચોકખી કેવી હતી જલ આરસી !
નહી નહી હવે સ્નાને આહી કદિ ય બની શકે !
જલ પર હવે રંગીલી એ ન જાય તરી શકે !

અરર ! પ્રિયની એ તો પેલી શિલા હિરદે જડી,
કમલ લઇને કુણે હાથે સુઅશ્રુમયી ઘડી,
પણ વહનને તે એ તોડી જવું જ પડે નકી,
ઉપર ઘન ને નીચે સિંધુ ઈલાજ કશો નહીં !

સ્થિરરસ થવા શ્રદ્ધા શોધે સદા દૃગપૂર્ણતા,
સ્થિરરસ થવા શ્રદ્ધા માટે—દૃગો ય કરે ફર્યા,
પ્રભુ પર છતા શ્રદ્ધા દૃષ્ટ ન પૂર્ણ પડે અને,
સહુ ચપલતા યત્ને યત્ને વધ્યા જ વધ્યા કરે !

તરૂવર બધું કંપાવીને વહે પ્રતિ લ્હેરકી,
પણ થડ જરા ધ્રુજે ત્યા તો શિખા ઝૂલતી બની,
તુજ નયનમા એના ભેદો બધા અમથા ભરે,
સ્થિરરસ થવા જ્યા ત્યા સર્વે સમાન મથ્યા કરે !

મધુર અધરે ગાલે પેલી કુમાસ મજા સમી,
સ્થિ રસ થવા તેને એ આ ઉરે ત્યજતી કરે !
મુજ ગુરુ કહે તે માર્ગે મે જરા પગલું ભર્યું,
સ્મિત ઉડી ગયું ! ગાવું ખોયું ! છતા સ્થિર શું થયું ?

નહીં નહીં ખરૂ આનન્દી છે ન અસ્થિરતા કશું,
મુજ હૃદયના એ તો લાંબા અનુભવથી કહ્યું,
પણ સ્થિર થવા જેવુ ભાસ્યુ–તહીં પણ શુ વળ્યુ ?
જીવનમય ને પાષાણોમા ફરી ભળવુ મળ્યુ !

પ્રણય વહતો કોરે મૂકી બધા ઉપયોગ જ્યા–
વગર સમજ્યે જ્યા ચાલે છે દયામય આંસુડા !
ફરજ પણ જ્યા ટીંગાઈને જરી રમતે ચડે,
ઉપકૃતિતણાં શિર્ષો નીચે જહીં પદમા પડે !

ચમન મધુરો એ તો જોકે ભલે સ્થિર ના જરી,
પ્રિય ગુરુ ! અહીં રહેવા દેને ! વિરામ મળે જરી,
પણ–અરર ! ત્યા પેલી મ્હારી કલી કરમાય છે !
ઉઠ ઉઠ–ગુરુ ! તૈયારી છે ! છતા અટકાય છે !

જલવિણ સુકા નેત્રો થાશે, વિના સ્મિત મ્હો લુખા–
પણ જઇ તહીં લેવાના છે કયા સુખઝૂમખા ?
મુજ હૃદયનો આહીં પૂરો વિહાર નથી થયો,
મુજ હૃદયને આ બાગેથી હજી રસ ના થયો !

અરર ! નિરખે શાને હૈયા જહીં જઈ ના શકે !
રજ પણ–અરે ! શાને જોવી વિહાર બહાર જે !
મધુર ફૂલ તું તોડી લેને, ન દ્વેષ કશો મને,
ફૂલ અમર છે, હું આવું છું ન કાળ બહુ જશે.

રહીં શકીશ તો રહેવું હાવા પ્રવાહપર્યન્ત જે,
પણ નવીન આ જોયું તેની કહીં જિન્દગી જશે ?
નવ મળીં શકે તેની ઝાંખી કહીંથીં ય થઇ પડે !
પછી રુધિરમા પોતાના જહા તફડયા કરે !

જગત સઘળું કેવા મીઠા સ્વરે સ્વરથી ભર્યું !
પણ સ્થિર નહી એકકે વીણા, બધુ બસુરૂ બન્યું !
બુલબુલ અહીં, આ કોકિલા, મયૂર તણી લવે!
પણ સહુ ય એ ભાષા જાણે કઇક છુપુ રડે !

મુજ ગુરુ અહી, આ એ વ્હાલી ! તહીં સખી બાપડી!
મુજ શ્રવણમા રેડે જૂદી બધા નવીં વાતડી !
પણ હૃદય તો મ્હારૂ જૂદા સિતારમહી ઝુમે !
પ્રતિનખ અને તારે નાદો જૂદા જ જૂદા ઘુમે !

ટમટમ થતી પેલી ઉભી નભે નવી વાદળી,
રવિકિરણને પી જાતી ને નવીન રાદે ભગી,
કટિ પર ધરે રંગીલી કો સુરગની મેખલા,
ઝગહળ થતા તાકે ખાતી વળી કઈ હીચકા !

જગત પર હૈ આવું આવું જરૂર બની શકે,
પણ રવિ જતા કાળા રંગે નક્કી ભળવું પડે;
સ્થિર જરી ય કો રાતો પીળો સુરંગ રહે નહીં !
ત્યજી લઇ બધા રંગો જ્યારે જવાય વળી નહીં,

૪૧

જહીં જહીં ઉભો ત્યા રહેવાને સદા મન ચ્હાય છે,
પણ ઘસડતા પૂરે ના કૈં પગો સ્થિર થાય છે,
મન સ્થિર કર્યું ગાને, ધ્યાને, પ્રિયાવદને, વને,
મન સ્થિર કર્યું તો યે જ્યા ત્યા કર્યું "ન કર્યું"બને.

૬-૬-૯૮



# મિત્ર પંખીને



### દ્રુતવિલંબિત

જગતમા ઉપકાર કથાય ના,
શુભ ન ઈચ્છવું એ બદલા વિષે,
પણ અહીં ઉપચાર રતિ તણા-
વિહગ- કે ગ્રહણી ય બની શકે.

### વસંતતિલકા

ઝૂલે ન આજ તરૂઓ, નથી લ્હેર વાતી,
તુંને ય કાળ બહુ પિંજરમા થયો છે,
છે શાતિ ! બાપુ ! તુજ પાખ તુટેલમા કૈં,
રે ! ચાલ ! પખીં ! તુજને વિટપે ઝૂલાવું

ઝૂલે ન આજ તરૂઓ, નથી લ્હેર વાતી,
હું પાસ બેસીં મુજ હસ્તવતી ઝૂલાવું;
શાખાથીં તું ડગીશ ના ત્યમ હીંચશે એ,
સ્વાતંત્ર્યની સ્થિતિ તને સ્મરણે ચડાવું.

### ઉપજાતિ

જે પિંજરે તેની સ્વતત્રતા તો-
અરે ! રહી અન્ય જ હસ્તમાહીં,
જેવું જવુ માળી જ મોકલે ત્યા,
ઉદ્યાનના નીર તણા પ્રવાહને.

જે પાગળું તેની સ્વતંત્રતા તો,–
અરે ! રહી અન્યતણી દયામાં,
તો યે નથી પારધિ હસ્તમાં તું,
પ્રભુ તણો આ ઉપકાર એટલો

તારી અરે ! આ પરતંત્રતાને
સ્વાતંત્ર્યથી, લે, અધિકી બનાવું,
માતાવતી બાલકના પદોને,
જેવું બને ભૂષણ અર્પ તે સમે.

ઇચ્છા ન તારી સમજી શકું હું,
તારા દૃગો ભીરૂ કહે ન કાંઇ;
કર્યો પ્રભુએ મુજ તે ગણીને,
તું તો રહે એ ઉપકાર ગાતું.

હું તો કરૂં છું મુજને રુચે તે,
તને રૂચ્યું તેમ સદૈવ જાણી,
ગોઠે ન ગોઠે પણ બાલકોને
જેવી ધરે છે પયને જનેતા.

કર્યો પ્રભુએ મુજ તે ગણીને,
તું તો રહે શીષ ઝુકાવતું એ,
તને હિશાબાન કશું ય ના ના,
દયા દયા મને જીવન તું બને છે.

દીધું બધું ને ગણ્યું લીધેલું,
મહાનતા એમ જ ચાલનારી,
સુગંધ પુષ્પેથી મળેલ માની,
પર્જન્ય ગર્જે ઉપકાર અર્પતા.

વસંતતિલકા

પેલા પડેલ જખમે તુજ કંઠમા શી
મીઠાશ ત્હેં વધુ મનોજ્ઞ કરી ભરી છે,
મ્હેકી રહેલ તરૂ ચંદનના કબંધે,
કાઢે સુગંધ જ્યમ કાષ્ટિકની કુહાડી,

પેલા પડેલ જખમે તુજ નેત્રમા આ
કાંઈ નવીન જ ભર્યું, જગમા નથી જે !
તે દૃષ્ટિ ના બુલબુલોનો, નહીં જનોની,
તે દૃષ્ટિબીન હજુ કોઈ ગયું ન ગાઈ !

પેલા પડેલ જખમે તુજને કર્યું જે-
તે એ જ, જે જીવન હેતુ હું શોધતો'તો !
જે છે મળ્યું : અવરને કૈં અર્પવા તે
આ કાવ્યબીન લઈ આમ ફર્યા કરૂં છું,

બીજાં વિહગમ રહ્યા બહુ ગીત ગાતાં-
જેના સુઅંગ તરૂભૂષણુ ચારુ રંગે;
જેની ત્વરા, ચપલતા, રમણીયતામાં,
આનંદની છલક ને પ્રભુની કૃપા છે.

એવા વિહંગમ અનેક નિહાળતો હું,
સ્વચ્છંદતા વનતણી ઉર ધારતો હું,
તો યે ઠર્યું હૃદય આ તુજને જ જોતા,
જોતાં જ કાંઈ ઉપકાર લવી ઉપાડયુ.

વ શસ્થવિધ

ઉપાડતા ત્યા તુજ શી દશા હતી,
મીચેલ નેત્રો ચીરી પાખડી હતી,
સુભીરુતા, કોમળતા કહી કહી,
હતો હુ જોતો બસ સ્વપ્નમા જ જે.

વિહ ગમે જે ન હજુ સુધી બન્યુ,
હથેલીને એ તુજ ધીરવું નવુ
તૃષાલુ વિશ્રભ જલે ધરે, અને
ધરે સદા જેમ રવિથી પદ્મિની.

અરે ! અરે ! માનવિથી ઘવાયલુ.
ધરી શકયુ માનવિને જ કેમ તુ ?
મધૂપ જ્યા ત્યા પકડાય પદ્મમા-
પર તુ છે જાતિનુ સામ્ય એ કઈ

તને નહીં સામ્ય કશું જનો સહે,
જનો અરે ! પારધિ જ્યા ઘણા રહે,
છતા તું તો પારધિ હસ્તમા થ ત્યા,
મને દિસે-ધારત એ અધીનતા

હતી નહી ભીતિ કશી તને ત્યહીં,
હિતેચ્છુ માન્યો પ્રથમે જ સ્પર્શતા,
દવા જ જ્યાં ત્યા જખમી જુવે સદા,
સાધુત્વ જોતું સઘળે જ સાધુતા.

અધીનતા દૈવ પરે નવી જ એ,
તને ઘટે ! બાપુ ! સુખો જ સાથમા,
જહી તહી સામી જ ભાવના મળે–
સ્વર્ગે મળે છે જ્યમ મિત્ર મિત્રને

વસંતતિલકા

તારા સુખોથી મુજ આ ઉપકાર ગાવો–
એ ક્યાંઈએ ઘટિત ના ! પ્રિય પખી મ્હારા,
છે તું જ બીજ તુજ સૌ સુખનુ સદૈવ !
છે ધાત્રી-વૃષ્ટિતણું કારણ જેમ સિધુ

છે તુ જ બીજ તુજ આ ઉરનુ ય, પંખી !
જે પામવું ઘટિત તે પ્રભુ દે તને છે,
આ હસ્ત જેથી ડરી પખાં ઉડી જતા સૌ,
તેનો પ્રભાવ નહી કે તુજ ધીરવામા.

પંપાળતા કર શીખ્યો તુજ ધીરવાથી,
છે કોણ કલ્પતરૂ પામી ન યાચવાને ?
પપાળવું, નિરખવું, ધરવો ય સ્નેહ–
એ દાન પામવું બધું તુજ પાસ ભાસે.

છે દર્દ કોઇ તુજ નેત્રમહીં મળેલું–
જેવું સુધા શશી સહે સહુ કાળથી છે:
એ દર્દ જોઈ મુજ જીવન આ ફરે છે:
વારિ ફરે જયમ ચડી ઘટમાળમાંહીં.

એ દર્દ જોઇ નિજ શાંતિમહીં મળેલુ
મ્હારૂં ધરે પશુ શરીર ય દિવ્યતા કો.
રે ! સ્પર્શતા, નિરખતા, શુણુતા ય, પંખી !
જે થાય તે કયમ કથુ જગ તતુઓને !

ઉપજાતિ

મને મળ્યો તું પ્રભુબાલ ભાવે,
વાત્સલ્ય હુંમા હરિ એજ દેશે
ભોક્તા વિના અર્ઘ જ ભોજ્ય ભાવો,
નહી જ દેતો પ્રભુ અર્ઘ કાંઈ

મને મળ્યો તું પ્રભુસાખ્ય ભાવે,
તુંથી જ પામુ સમ પ્રાણુતાને
તું એમ દે, એમ લીધા કરૂં હું
રહે જીવતું, સાથ સદા રહું હું

૨૭–૪–૧૯



## ૪૮

# વેચાઉં ક્યાં ?

ગઝલ

વેચાઉં ક્યા બીજે હવે આવી અહીં ? બોલો જરા !
બોલો જરા ! શાને તમારી આંખમા ઇનકાર આ ?

બોલો : વસીશું ક્યા જઈ છોડી તમારા મ્હેલને ?
આકાશમાં ના, ના જહાંમા, ના કબરમા છે જગા !

આવું તમારી પાસ દૂરેથી ખરીદી સાંભળી,
કહેનાર જૂઠા હોય તો બીજો કહો ! છે રાહ ક્યા ?

આલમ ખરીદો છો બધી, પૂરી મુરાદો સૌ કરે;
આ ચાહનારા સૌ તમારા ! એકલો શું હું જ ના ?

બાગાનમા ઉભો સદા પત્થર બની જોયા કરૂં !
છે ત્યાં ય શું કોઈ તમોને આ પથારી કાજ ના ?

દરબારમા દાખલ કરી દરબારમાથી શું કાઢશો ?
જોઈ તમોને રૂબરૂ હાવા બુતો પૂજું ક્યહા ?

આપો હુકમ, રજ તે જગાની આંખનો સુરમો કરૂં;
આવ્યો અહીં લેઇ ગુલામી બાદશાહી વેચવા.

ઉસો રહી અગારમા એને હિના મ્હારી ગણું,
દાગું જરી તો રોકશો ના પળ-ઘડી એ દ્વારમા

શાને ફજેતી આ કરાવો છો તમારા માલની ?
વેચાઇ છુ ચૂકયો, હરાજીમા ઉતારો કા ભલા ?

જે જે તમારૂં, તે ઉપર ના હાથ મૂકે કોઇએ
શું ખલ્કના વેચાણુમા મ્હારી ખરીદી ઽયાઇ ના ?

મ્હો કા ઝુકાવ્યુ ? ફેરવ્યુ ? કા આખ ના ઉચી કરો ?
છે બોલતા એ શી શરમ ? અ. હુકમ, આપો છો રજા ?

બાલો ' જવાનુ તો કહો ! એ બે શુકન તો સાભળુ !
મિસ્કીનને એથી સબુરી ! શી બખીલી બોલતા ?

બાલો નહી ' હું ના ખસું ' ! છોને જમાના વીતતા !
વેચાણુને માગી તમારા શી જમાનાની તમા ?

૮–૧૧–૬૬



૫૦

## આપની રહમ



ગઝલ

મિટ્ટી હુતો, તે આપનો બંદો બનાવ્યો–શી રહમ !
માગી ગુલામી આપની, બક્ષી મહોબત–શી રહમ !

આવ્યો અહીં છો દોસ્તદારીનો લઈ દાવો સદા !
બોસા દઈ ગાલે જગાડે નિંદમાથી એ રહમ !

એવી કદમબક્ષી કરીને કા લજાવો રોજ રોજ ?
છે દિલ્લગી પ્યારી, મગર ક્યા હું અને ક્યા આ રહમ ?

મેંદી બનાવી આપ માટે, તે લગાવો છો મને,
શાને જબરજસ્તી કરે આ પેર ધોવાને રહમ ?

આ આપને જોઇ લજાતા બાગના મ્હારા ગુલો,
જે ખૂચતા કદમે ચડાવે તે શિરે એને રહમ ?

હું ચૂમવા જાતો કદમ, ત્યા આપ આવો ભેટવા,
ગુસ્સો કરૂં છું, આખરે તો આપની હસતી રહમ !

ના પેર ચૂમ્યા આપના, ના પેરમા લોટયો જરા,
પૂરી મુરાદો તો થવા દો ! માનશુ તે એ રહમ !

ના માનતા તો ના કહું, જે જે બનાવો તે બનું
તો યે કદમના ચાર બોસા આપશો શુ ના રહમ ?

હું જેમ આ ઘટતો ગયો, આપે બઢાવ્યો તેમ તેમ,
જ્યા જ્યા પડુ ત્યા ઝીલવા હાજર ખડી છે આ રહમ !

મ્હારો સિતારો જોઇ આ તીખા બન્યા છે દુશ્મનો
ગાફેલ છુ હુ, એ બન્યો આ આપની જાણી રહમ !

યારી ન છૂપે આપની, છાની મહોબત ના રહે,
જાણી ગઈ આલમ બધી તે ના જવા દેજો રહમ !

આવો, ચડાવી છે મૂકયો આ આપનો આપે ગુલામ,
તો મ્હેરબાની કીરવાએ ! એટલી માગુ રહમ !

જ્યા જ્યા ચડાવો ત્યા ચડુ છુ હાથ હાથે લેઇને,
એ હાથ છૂટી ના જવાને દમબદમ હોજો રહમ !

નીરની સાથે ચડે છે નીરના ખીલી ફુલો,
ના ઉતરાતુ નીર સાથેઃ નીરને છાજે રહમ !

લાખો ગુન્હાઓમા છતા છુ આપનો ને આપથી,
લાજે જબા, માગુ છતા–આબાદ હોજો આ રહમ !

૧૨–૧૨–૯૯



# શરાબનો ઇનકાર



### ગઝલ

આવુ કહો કયા એકલો ? આશક જહા થાતી નથી,
પ્યાલુ ભર્યું આ ના કદર, પીવા જહા પ્યાસી નથી.

છે પ્યાસ, છે શોખે અને છે આ જીગરને મહોબતે,
બીજુ ભર્યું જામે, મગર, હા ! સોબતી પીવા નથી.

નૂરે જુદાઈના તમે સાકી, શરાબી ને સનમ,
સોબત હમારી આલમે, આલમ રહી ઈશ્કે નથી!

બેઈશ્ક શુ જાણે શરાબી યા શરાબીની મઝા ?
બેઈશ્કથી જૂની મહોબત તૂટતી આજે નથી.

આલમ, પિદર, માદર, બિરાદર, દોસ્ત ને શુ શું નહીં?
ગફલતે તેન સુરાહી જામ પીવાતુ નથી.

આ જામ પર લાખો જહા કુરબાન તો કરવી ઘટે,
તો યે સગાઈના હકે એ પેશકદમી ના થતી

પીવાડવું જો ના બને, પીવું પછી ચોરી ઠરી,
આલમ રડે હું કયા હસુ ? એ ખૂન જોવાતું નથી.

સોબત વિના કેવી શરાબી ? શી ખુમારી એકલા ?
આ જામ પ્યારૂ ઝિંદગીથી, તો ય ચૂમાતું નથી.

પ્યાલું જરી પીતાં જીગરથી આ જહાં છૂટી પડે,
પીનાર પી પી જાય તો આલમ તણું કોઈ નથી

પ્યાલુ ધરૂ જ્યાં હુ લબે આલમ પુકારી ઉઠતી;
રૂ ડો, રૂ ન, કુદો રડે આસુ સહાતા એ નથી.

છો પ્યારથી આવ્યા અહીં આફત ન આ ધારી હશે,
નાઉમેદીની હવે માફી મગાતી એ નથી.

સાકી, સનમ, પાછા ફરો, ઠેલુ તમારા હાથને
ઇશ્કે જહાંમા ઇશ્કનુ આ જામ લેવાતુ નથી

તો યે સનમ ! સાકી ! હમારી રાહ તો જો જે જરૂર
પીધા વિના આ જાનને રાહત નથી ! ચેને નથી !

તાઝિમોથી, ઇશ્કથી, લાખો ખુશામદથી અગર
જાઉં જહાને લાવવા, તો ત્યા મઝા એને નથી.

આશક થઇ પ્યાસી હશે આલમ તમારી એક દી
સાથે લઇ પીશુ શરાબી, હુઝૂ ત્યા પીવા નથી.

૨૭–૧–૧૯૦૦



# તમારી રાહ



### ગઝલ

થાક્યો તમારી રાહમા ઉભો રહી હાવા, સનમ !
રાહત ઉમેદીમા હતી જાતી ગળી હાવા સનમ !

પી કાફરોના હાથનું પાણી ઉગેલુ ઘાસ, તે
મિટ્ટી ગણી અગે વીંટાયુ મૂળ નાખીને, સનમ !

પહાડો હતા, રેતી બન્યા રેતી બની પહાડો, અને
આવી કબર સામે ઉભી જાગો–ઉઠો ના કાં? સનમ!

પાણી બની ઢોળાઉ છુ, હુ દમબદમ ગમને કુવે,
અધાર છે, લાચાર છુ, સીંચો–હવે સીંચો, સનમ !

સાબૂત છે ના દોર આ, આવો, લગાવો મીણુ તો,
ખેચી ઉભા છે ખજરો આ દુશ્મનો નીચે, સનમ !

આહી શરાબે નીર ભેળવ્યું છે હમારા ઝાલિમે
પીતા ન ફાવે પ્યાસમા, આ દમ લબે આવ્યો, સનમ !

પીતા ન ફાવે છે હવે, પીતો મઝાથી જે સદા
કાને તમારી સાભળી મીઠી શરાબી છે, સનમ!

છીપી રહ્યા છે પ્યાસને આ ઝાઝવે લાખો અહી,
હુ તો તમારૂ નીર સાચુ શોધતા પ્યાસો, સનમ !

છે પ્યાસ, છે ભૂખે, ઉપર બોજો બુરાઇનો વળી
છે રાહ જોવી એકલા ક્યા–ક્યા સુધી હાવા ' સનમ '

માફી તમારી છે બધે, જાણું અહી યે ખૂબ છે '
માફી પુકારોને દઇ ઝીલી હવે લેજો, સનમ '

લાઝિમ બુરાઇ આ બધાને ચૂપકી, ખાવિંદ ' છે,
તો યે ઉઠે છે ઉકળી ખૂને જીગર બૂમે, સનમ '

હું થી થયું ના, ના થતુ, યા ના થશે કાંઇ અહી '
તકલીફ તા આખર તુમારે જે તમારે છે, સનમ '

થાકી રહ્યો પૂરો અહી, માફી હવે તો મોકલો,
છે માફ જો કરવુ બધું, તો આજ ના શાને ? સનમ '

૨૬–૨–૧૯૦૦



# મ્હારી તુલસી



### શિખરિણી

બધુ ખોશ્રુ સાથે પ્રભુ તરફ જાતા જગતનુ,
જનારાના જાતા કહિ પણ નથી હાથ પકડયા,
તરગો સિધુના ત્યજી જતા ઓટ સમયે,
થયા તેવા દૂરે ગુરુજન સખા સ્નેહી સઘળા

બહુ હુ ના રોયો, પરમ સુખ સ્વામી તણી કૃપા,
ન કિન્તુ સ્વામીનો સહચર બને સેવક કદી
રવિથી પોષાતા નયન રવિ સામે નવ ટકે,
શુણી ના વા ક્યા ગરૂડ સહ મૈત્રી શુકતણી

વધે છે વેલી તે જરૂર સહુ વૃદ્ધિ પ્રભુતણી.
છતા કાક્ષા તેને સલિલ તરૂ આલી પૃથિવીની,
વધે આ આત્મા તે જરૂર સહુ વૃદ્ધિ પ્રભુતણી,
છતા હુ જેવાની મુજ હૃદયને સોબત ઠરી.

### મંદાક્રાન્તા

વારિતીરે હરિત તૃણમાં લોટતી કો મૃગીને
યાદી આવી નિજ રુધિરના બાલની જેમ પીડ,
ગોવાળીમાં પ્રભુ તણો મને તેમ અશ્રુ ભરીને
યાદી આવે પરિચિત બધા દૂરના એ મુખોની.

છોડી ચાલ્યા ફરી અહીં હવે આવવા ના કહે તે,
જૂદા જૂદા નવીન મળતા જીવ ના ત્યા ઠરે છે
ઉછેરાયો–ફુલફુલ ફુટયા–રોપ જે સ્થાનમાહીં,
ખેચી તેનું સ્થલ પલટતા પોષતા યે સુકાતો

વસંતતિલકા

સ્વામી સમાન અતિ દિવ્ય નહી સહાતું,
જૂદા નવા જનથીં ના ઉર શાત થાતુ,
કાઇ નવુ નયન તોપણુ શોધતુ'તુ,
સ્વામી કને હૃદય સોબત યાચતુ'તુ,

ઇચ્છિયુ પરતુ નવ પખીં મૃદુ પળાય,
સ્વાતત્ર્યપિજર મહીં કયમ તે રખાય ?
છે આજ જીવ મુજ દેહમહી પુરાયો,
ના હુય પિંજરતણા દુખથી અજાણ્યો

ઉપજાતિ

સ્નેહે ઉછેરી તુલસી પછી મ્હે
વાવી હતી એ મુજ દ્વાર પાસે,
પિતાગૃહે જેમ વધે કુમારિકા,
તે તેમ નિત્યે વધતી જતી' તી

વાચા વિનાની નિજ બાલકીને,
મુખે ધરે છે જ્યમ દૂધ માતા'

ગળેલ પાણી લઈ તેમ તેહને
હું નિત્ય સભાળથી પોષતો'તો

રૂચે ન તેને કરતો હુ દૂર તે,
તેને રૂચ્યુ દૂરથી લાવી દેતો,
નિહાળી તેને મુજ ઉર જાણતુ–
તેને રૂચ્યુ આ અથવા રૂચ્યુ ના

વટોળ ગ્રીષ્મે કદિ ઉડતો' તો
તેનો છુપો સાદ શુણી જતો હુ,
કુણા શિશુગાલ સમાન પર્ણને,
ખખેરતો ને જલ છટતો હુ

સૂર્યોદયે એ ઉઠતી હતી ને,
સૂર્યાસ્ત થાતા ઝટ પોઢતી'તી,
લૂ લાગતા કલાંત કદિ થતીને,
સદા નહીં તો સુખપૂર્ણ ઝૂલતી.

મ્હારૂ હતુ બાળક દૂર પારણે,
તેના સુવાળા કર શી લતાઓ
નવી નવી નિત્ય ફુટી ફુટીને
ક્યારા મહીં નાચી કુદી રહેતી

દૂરે હતુ બાળક એ સમાન,
મ્હારૂ ખરે ! બાળક એ બનતી'તી
"આ માત્ર છે રોપ, વને ઉગે તે,"
એ હુ ય સ્નેહે વિસરી ગયો'તો.

મને નવી સોબત આપવાને
બોલાવતી તે કઇ બાળકોને,
નિર્દોષ એ બાળક સાથ હુ ત્યા
ક્યારા કને નિત્ય સુખી થતો'તો

ગ્રીષ્મે ઝરે ઝાકળ શીત રાતે,
તે કેમ ? ક્યાર્થી ? ન કશુ જણાયે,
તેવી કૃપા ઈશતણી વહતી,
તેણે મને સોબત આ ધરી'તી

મે જ્યારથી એ તુલસી ઉછેરી,
શ્રદ્ધા બની નૂતન કે રસાળી.
વિયોગથી નેત્ર સુકયા હતા તે,
આશા સ્મૃતિમા સુખસિક્ત રહેતા

વસંતતિલકા

મ્હારે પરતુ પરગામ જવું ઠર્યું'તુ,
હુ તો ગયો, ન વિસરી તુલસી ગયો'તો
સ્નેહિ હતો કદિ, હતો હજુ જે પડોશી,
તેને કહી તુલસીના જલનુ ગયો'તો

ધાત્રી કને શિશુ ત્યજી જ્યમ માત જાતી
ચિતા ધરી હૃદયમા ત્યમ હુ ગયો'તો,
"કોને ગમે ન તરૂને જલ સીચવાનુ—"
વિશ્વાસ એમ ધરી હુ સુખમા રહ્યા'તા

મ્હારો પડોશી પણ સ્વામી તણો વિરોધી
મ્હારો વિરોધી વળી એ વિસરી ગયો હું,
મ્હારી હતી તુલસી સ્વામી તણી હતી એ
તેથી ન તે કરથી ભિડુ કદિ ય પામી

રે ! વ્યાધિ દુષ્ટ જ્યમ કો ગૃહીને પિતાને
તેની જ સતતિ પરે ઉતરી પડે છે,
શત્રુત્વ તેમજ પડોશીતણું અરે ! એ
મ્હારી ગરીબ તુલસી પર ઉતર્યું તુ.

ઉપજાતિ

આવ્યો ફરી હુ મુજ દ્વાર પાસે,
મરી હતી એ ત્યાગી બિચારા,
બહુ દિનો મે પછી નીર સીંચ્યુ,
બની ન નીલી કદિ એ ફરીથી

૭–૫–૧૯૦૦

